શ્રી ગણેશાય નમઃ

# ભોજા ભગતના ચાબખા.


છપાવી પ્રસિદ્ધ કરનાર,

## સાકરલાલ બુલાખીદાસ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ

આવૃત્તિ ૫ મી. પ્રત ૩૦૦૦

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯

ધી સાહિત્ય પ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસમાં
નંદલાલ ચુનીલાલ બોડીવાળાએ છાપ્યું.
ખાડીઆ—અમદાવાદ.

કિંમત ૦-૧-૦

# ભોજા ભગતના ચાબખા.

ચાબખો. ૧

પ્રાણીઆ ભજી લેને કિરતાર, આતો સ્વપનું છે સંસાર.
ધન દોલતને માલ ખજાનો, પુત્ર અને પરિવાર;
તે તો તજી તમે જાશો એકલા, ખાશો જમના મારરે. પ્રા.
ઉચી મેડીને અજબ જરૂખા, ગોખ તણો નહીં પાર;
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેનાં બાંધ્યાં રહ્યાં છે બારરે.
ઉપર ફુલડાં ફર ફુરેને, હેઠે શ્રીફલ ચાર;
ઠીક કરી એને ઠાઠડીમાં ઘાલ્યો, પછી પુંઠે પડે પોકારરે' પ્રા.
સેજ તળાઇ વિના સુતો નહીં ને, કરતો ફુન્નર હજાર;
ખોરી ખોરીને બાળશે, જેમ લોઢું ગાળે લુહારરે. પ્રા.
સ્મશાનમાં જઇ ચેહ ખડકી, ઉપર કાષ્ટનો ભાર;
અગ્નિ મૂકીને અળગા રહે, અંગે ઝરે અંગારરે. પ્રા.
સ્નાન કરવા સૌ ચાલીઆ, મળી નર સઘળાને નાર;
ભોજો ભગત કહે દશ દહાડા રોઇને, વળતી મુકયો વિસારરે. પ્રા.

ચાબખો ૨

જીવને સ્વાસ તણી સગાઇ, ઘરમાં ઘડી ન રાખે ભાઇ.
બાપ કહે છે બેટો અમારો, માતા મંગળ ગાય,
બેની કહે છે બંધવ અમારો, ભીડ પડે ત્યારે ભાઇરે. જીવને.
લીંપ્યુંને ગુંપ્યું આંગણુંને, કાઢયા વેળા થઇ;
ખડશોમાં તમે અભડાશો, એમ લોક કરે ચતુરાઇરે. જીવ
ઘરની નારી ઘડી ન મુકે, અંતે અળગી રહી;
ભોજા ભગત કહે કંથ વળાવી, તરત બીજાને ગઇરે જી.

ચાબખો ૩ જો

દેખિ સંત તણી લાલીરે, ભેળાં ફરે બાવોને ખાવી
મોટાં કપાળે ટીલાં કરે, વળી ટોપી પટકાવી;
... રે ખખતો મારા ગળામાં, કાને મુદ્રા લટકાવીરે
...વામાં સુખ ઘણુંને, કરે સેવા મન ભા...

તન મન ધન સોંપે એ સંતને, પ્રીતીઓ લગાવીરે દેશિ. ૨
એવું એવું જ્ઞાન દિએ, બહુ હેતે બોલાવી;
ભોજો ભગત કહે શખ્યાં ચાહુમાં, ભેખે ભરમાવીરે. દેશિ. ૩

ચાબખો ૪ થો.

ભેખતો ભાતઠ થકી જુંડારે, મેલા અંતરમાં ઊંડા ટેક.
ટકો પૈસો ટેલ ગામ ગામ, માગે વળી ખેતરં ફુંડાં;
જેની વાંસે થાય તેનો કેડો ન મેલે જેમ કટકની દુંડરે ભેખ. ૧

ગાંબીયા સારૂ ત્રાગુ કરેને વળી, કામ ક્રોધના ઉંડ;
ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મુલકમાં મુંડારે. ભેખ. ૨
ગામ બધાની ચાકરી કરે, ને ઘેર રાખે અમન ફુંડાં;
ભોજો ભગત કહે કરમની કોઠી, પાપ તણાં ઝુંડારે ભેખ ૩

ચાબખો ૫ મો.

જોઇલો જગતમાં બાવારે, ધર્યો ભેખ ધુતીને ખાવા ટેક
જ્યાં પ્રેમદા ઘણી પાણી ભરે, ત્યાં જાય નીત નીત નહાવા;
રાંડી છાંડી નારનો નર ઘેર ન હોય, ત્યારે બાવોજી બેસે ગાવારે ૧

લોકનાં છોકરાંને તેડીને રમાડે, વળી પરાણે પ્રીત થાવા;
ગ્રહસ્થની સ્ત્રી રીસાઇ જાય, ત્યારે બાવોજી જાય મનાવારે. ૨
ધુપ કરે ને બાવો ધ્યાન ધરે; ભોળા લોકને ભરમાવારે;
ભોજા ભગત કહે બાવે શું શેવે, એને જમપુરીએ જાવારે ૩

ચાબખો ૬ ઠો

ભરમાવી દુનિયા ભોળીરે, બાવો ચાલ્યો ભભુતી ચોળી—ટેક
દો. ધાગાને વળી ચીઠી કરીને, આપે ગુણકારી ગોળી;
ઘ ને હમણાં દયા ન આણે, જેમ ભીલ કાફરે કોળીરે. ભ. ૧

નિત નિત દરશન નિમ ધરાવે, ઘેર આવે પ્રીયા ટોળી;
માઇ માઇ કરીને બાવો બોલાવે, હૈયે કામનાની હોળી. ભ. ૨
સઘળા શીષ્યને ભેળાં કરી ખાઇ, ખીરખાંડ ને પોળી;
ભોજો ભગત કહે ભવસાગરમાં આવે માર્યા બોળી. ભ. ૩

ચાબખો ૭

પારખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોટો પોણો; ટેક,

ખાઈ ખુતીને ધન ભેળું કીધું, કોટી ધ્વજ કહેવાણો.
પુન્યને નામે પાઈ ન વાપર્યો, અધવચથી લુંટાણોરે; ૧
ભર્યા કોઠારે તારા ધર્યા રહેશે, નહિ આવે સાથે એક આણો.
મશાણુની રાખમાં રોળાઇ ગયા. કૈક કોણ રંકને રાણોરે; મુ. ૨
મંદીર માળીઆં મેલી કરીને, નિચે જઇ ઠેરાણો.
ભોજો ભગત કહે મુવા પુઠે, ઘણો ઘણો પસ્તાણોરે. મુ. ૩

ચાબખો ૮

મુર્ખો મોહી રહે માઇરે, તેમાં કાંઇ નથી તારૂં. ટેક
સાત સાગર જેની ચોકી કરતા ફરતું નિર ખારૂં,
ચૌદ ચોકડીનું રાજ ચાલ્યું ગયું રાવણાદિક વાળુરે; મુ. ૧
દુખને તો કોઇ દેખે નહિ ને સુખ લાગે સારૂં,
વેળા વેળાની છાંયડી તાદી વણુસી જાશે વારૂરે, મુ. ૨
હરિ ભજનમાં હેતજ રાખો સ્મરણુ કરો સારૂં,
ભોજો ભગત કહે રાખો રૂદેમાં પ્રભુનું ભજન પ્યારૂંરે. મુ. ૩

ચાબખો ૯

ભકતી શીશ તણું સાટુંરે આગળ વસમી છે વાટું—ટેક.
એક દિવસ તે આવી બની રાજા મુરધ્વજને માથે,
કાશીએ જઇને કરવત મુકાવ્યું હરિજનને હાથેરે; ભકતી. ૧
સત્યને કાજે ત્રણ વેચાણાં રોહીદાસને રાણી,
રૂષીને વાસ્તે રાજા વેચાણો ભરવાને પાણી ભકતી. ૨
પહેરો પટોળાં પ્રેમનાં તમે શુરવીર થઇ ચાલો,
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે અમરાપર મહાલો ભકતી. ૩

ચાબખો ૧૦

દુનિઆં દિવાની કહેવાશેરે ભુંડી ભીંતોમાં ભટકાશે—ટેક.
પાપ એનું જ્યારે પ્રગટ થાશે ત્યારે જુત્રા જતી ઘેર જાશે.
ધુણી ધુણી એની ડોકજ દુખશે ને લેનારો લઇ ખાશેરે. દુ. ૧
સ્વર્ગમાં નથી સુપડકુને, નથી ખાણીઓને ઘંટી;
દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો બંટી. દુ.
ઢોંગ કરી ધુતવાને આવે, ત્યારે હાથ બતાવવા સૌ જાશેરે;

ક્યારે આના કર્મનું પાનુ રે ફરસે, એને ક્યારે પુત્ર થાશે. ફુ. ૩
ફીમીઆગર કોઈ આવી મળે ત્યારે, ધનને વારતે ધાશે;
ભોજો ભગત કહે ભમણામાં, ભમતાં ગાંઠની મુડી ગુમાશે. ફુ. ૪

ચાબખો ૧૧

મુર્ખની ડાઢી થઈ ધોળીરે, રૂદીઆમાં નહિ જોયું ખોળી. ટેક.
ખડ વાઢીને સેગું કર્યું પણ, હાથ ન રહી કોડી;
વેચ્યા ટાણે વેચ્યું નહિ, પછી પીઠ પડી મોળીરે. મુ. ૧
બગલો થઈ ને આરે બેઠો, ચાંચ કરી પોળી;
આરેથી કંઈ અહાર મળ્યો નહિ, દરિયો દીધો ડોળીરે. મુ. ૨
મનખાદેહી જેવો મોલ પોકયોને, તેમાં પડીઆ કોળી;
વાવ્યા વિના તે કયાંથી પામશો, કો શું ખાશે ચોળીરે. મુ. ૩
વારતાં વારતાં વારે ચડતો, માલ લાવતો ધોળી;
ભોજો ભગત કહે ત્રણ ચાર લાગશે, તીર તરવારને ગોળીરે. મુ. ૪

ચાબખો ૧૨

મન ચડયું મોટપણે મળેરે, પ્રભુ એની વેળા કેમ વાળે.—ટેક.
મહાજન કહે અમે ધરમી કહેવાઈએ, દુધ પાઈ મીંદડાંને પાળે;
મોટું થાય ત્યારે મોકળુંરે મુકે, પછી ઉંદરનો રાટ વાળેરે. મ. ૧
ચાર પાંચ ભેંસો આગણે દુજે, છોકરાનાં પેટડાં પેટડાં બાળે;
આડોશી પાડોશી છાશ લેવા આવે, ત્યારે વહાલાં સગાંનો શોક પાળેરે. મ ૨
ખોટી દાનત તેથા ખાવા મળે નહીં, દીકરીનું ઘરેણું ગાળે;
સાસરે જાય ને પુછે ત્યારે, એના માવતરનું મો વાળેરે. મન. ૩
સોનું રાખીને રૂપું શોધે, કથારને શું ગાળે;
ભોજા ભગત કહે કાસાકુટને, પીતળ શું ઉજાળેરે. મન. ૪

ચાબખો ૧૩ મો.

મુરખે નાર કુભારજા આણી, એનુ ઘર કર્યું ધુળધાણી—ટેક.
પાંચ મણની લાપશી ભરડી, માણાની ભુજી ધાણી;
ઘીના ગોળીઆ ઢોળી નાંખ્યા, દુધમાં રેડયું પાણીરે. મુર. ૧
વારપરણે વહવાડ કરેને, કળો કરે જાણી જાણી;

છોકરાને માથે છબકા કરેને. ચુંટીઓ બે તાણી તાણીરે. મુર. ૨
ભરે બપોરે રસોઇ નીપાજાવેને, રૂઢે જોતી પાણી;
છોકરાંને મારીને સુવારે, પછી જાય ઓલાવા રાત જાણીરે. મુર. ૩
ટાઢું સીળું કંથ આગળ મુકે, ભરે જ્યારે ભુખ તાણી;
સાંજ પડે ઘેર પાટકીને આવે, ઉપર જાતાં ર સાણીરે, મુર. ૪
પટીઆ પાડી આંખ આંજીને આથડે, સાસરે પીયર ન સમાણી;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, દિતરેલ નાર શીદ આણીરે. મુર. ૫

ચાબખો ૧૪ મો.

એવું દુઃખ જગતમાં ભાળીરે, પરણી નાર પીયર પાછી વાળી.
કડલાં કનાવું ત્યાં કાંબીને વળગે, વીછીયા લેવરાવે મોં વાળી;
ચણીઓ સીવડાવું ત્યાં સાડલો માગે કાપડું કસવે કજીયાળીરે. એ. ૧
ધાર્યું ન થાય તો કરે ધીગાણાં, છાજીઆં લેતી ચાલી;
તપ કર્યા વિના તરીયા નરનું, પંડકું નાંખે પ્રજાળીરે. એ. ૨
બે ચાર બાળકોને બે ચાર બાળી પેટડાં નાંખે બાળી;
ખાવું કરતાં બસવા દે નહીં, જાતાં રાખે ઝાલીરે. એ. ૩
એક કહે મને ગરીઓ અપાવે, એક કહે ઝારી;
જુનડાંની પેઠે વળગે ભેગાં થઇને, ગર્થ કરાવે ખાલીરે. એ. ૪
ચેતે નહી તો સુખ ન પામે, પડે પેટમાં નાખવી પાળી;
ભોજો ભગત કહે હરી ભજવા ન દે, તેને ઘરમાં રાખે કોણ ઘાલીરે. એ. ૫

ચાબખો ૧૫ મો.

ભક્તિ શુરવીરની સાચીરે, લીધા પછી નહીં મેલે પાછી.—ટેક.
મન તણો તેણે મોરચો કરી, અઢીઆ વિસ્વાસી;
કામ ક્રોધ મદ લોભ તેણે, જેણે ગળે દીધી ફાંસીરે.
શબ્દનાં ગોળા જ્યારે છુટવા લાગ્યા, ગામડે રહ્યા ભડ મચી;
કાયર હતા તે કંપવા લાગ્યા, નિશ્ચે ગયા નાસીરે. ભ. ૨
સાચા હતા તે સનમુખ ચઢ્યાને, હરિસંઘે રહ્યા રાચી;
પાંચ પચાસથી પરા થયા, એક બ્રહ્મ રહ્યા ભાશીરે. ભ. ૩
કરમના પાભલા કાપી નાંખ્યા, ભાઇ ઓળખ્યા અવિનાશી;
અષ્ટ સિદ્ધને ઇચ્છે નહીં, થઇ મુક્તિ તેની દાસીરે. ભ. ૪

તન મન ધન જેણે તુચ્છ કરી જાણ્યા, અહોનિશ ઉદાસી;
ભોજો ભગત કહે ભડ થયા એતો વૈકુંઠના વાશીરે. જા. ૫

ચાબખો ૧૬.

મોજુ કોઇ મરજીવા માણેરે, શીશ સાટે સોધા હરિ જાણે.—ટેક.
રણક્ષેત્રમાં રીડયું થયું, તે વેષ્યું વેહને બાણે;
સસને મારગે ચાલીઆ, તેને વૈરી વખાણેરે. મોજુ. ૧
પોતાના દેહનુ પેંજણું રોપ્યું, કોની મનમાં ભય ન આણે;
ધમ ધીંગાણે બળી ગયા, તન તુટયા લગી તાણેરે. મોજુ. ૧
પ્રભુની પાસે પાખંડ નહી ચાલે, તમે ચેતી લેજો ટાણે;
કુડીઆ હશે તેને ત્યાં યમ રાજા ચાલશે ઘાણેરે, મોજુ. ૩
ભોજો ભગત કહે ભજન કરીને, નર નિપજ્યા નિરવાણેરે. મોજુ. ૪

ચાબખો ૧૭.

મન ચડયું મોટપને પેટરે તેણે કરી સાહેબ રહ્યો છેટે. ટેક.
અંતર કાપ અજ્ઞાની જીવ, કેમ રંગ તરે એતે;
દેખવા માત્ર દિસે રૂપાળો, જેમ રંગ કાઢયો ટેટેરે. મન. ૧
માયાના મદમાં ફરે મસ્તાના, જેમ દીલ ધાલ્યું ઘેટે;
હક ન લાગ્યો તે ખાધું હરામનુ બોળ્યું બાંપનુ કુળ બેટેરે. મન. ૨
જોબનમાં તુને જાવતા વાલીને ફર્યો રાતડીએ રેટે;
ભોજો ભગત કહે ભાવ વિનાના, તુને સુંદર કેમ ભેટેરે. મન. ૩

ચાબખો ૧૮.

એવી માયા કઠણ બહુ કાવે સંતોકના સમજ્યામાં ન આવે.
પોતે બાંધી પાસલો, જેમ માંકળ રોકયું રાવે.
કેક જીવ મનમાં મુંઝાઇ રહ્યા પછી ઘણાં ગોથાં ખાવેરે. એવી. ૧
હાથ ફેરવેને હેત દેખાડે, જીરકીએ ભરમાવે,
તેમ તેમ જીવ લોભાતો જાય, એતો પામર બુદ્ધિ પાવેરે. એવી. ૨
હરિ ગુરુ સાથે હેત તોડાવે પછી પોતાપર લાવે;
વણદોર્યે જીવ વાંસે ફરે, તેને ભક્તિ કેમ ભાવેરે. એવી, ૩
ભોગે દેખ ડેને મન ભરમાવે વહાલામાં વિખ વાવે;
કામ ક્રોધનો કરે વધારો નાખી નરકમાં લઇ જાવે. એવી. ૪

તે માયાથી કંઇક ચેની ગયા જેને મેહેરે કરી માવે;
ભોજો ભગત કહે ભજન કરીને કોઇ ઉતર્યો નર દાવેરે. એની. ૫

ચાબખો ૧૯.

મનમાં જે કરતા મોટાયુંરે એની ઉડી ગઇ પાયું—ટેક.
જ્યારે બાળકનો જન્મ થયો વાગીયું વધાયું;
જમડા આવીને જીવ લઇ જાશે, એની વાંસે રૂવે બાયુરે. મનમાં. ૧
સેજ સિંહાસન ને ચમર ઢળે, બોય દશ ફોજાુંછાયું;
ઉઠી ગયાને ઉજડ થયાં, એની ગડ કોઠાને પ યુંરે. મનમાં. ૨
ચાકર નોકર આવીને સલામો ભરતા. કરતા ઠકરાયું;
આકડાના તુર જેમ ઉડી ગયા એ તો વંટોળીએ ધાયુરે. મનમાં. ૪
સદગુર સંતને જેણે સેવ્યા તેની ધન ધન કમાયું;
ભોજો ભગત કહે વૈકુંઠે પુગ્યા, તે દેતા નગારે ધાયુરે. મનમાં. ૪

ચાબખો ૨૦

મુર્ખા જન્મ ગયો તારોરે બાંધ્યો તેં પાપ તણો બારો—ટેક.
નાથ સાંભળતાં નિદ્રા આવે હરી રસ લાગે ખારો;
અમૃત રસને અળગો કરીને કર્યા વિષના વેપારોરે. મુરખા. ૧
મોહાંધ થઇને માયા ખરચે તેમ લોક કહે છે સારો;
સાધુ દેખીને મોઢું સંતાડે, એતો પુવે ગારોરે. મુરખા ૨
હમણાં તારો હુકમ ચાલે છે દે છે સહુને ગાળો;
ધર્મના દુત જ્યારે ધુકા દેશે ત્યારે ઉગરવાનો નહીં આરોરે. મુરખા. ૩
તલ તલનો હિસાબ લેશે. મોકમ દેશે મારે;
ભોજો ભગત કહે કહે હરિ ભજ્યા વિના કોઇ નહી રાખણહારોરે. ૪

ચાબખો ૨૧.

મનવા રહેની ભજનમાં ભળીરે, આ તો વેળા જાય છે વલી—ટેક.
જોબનના દહાડા જતા રહેશે, જેમ કરમાય છે કળી;
જરા આવે કંઇ જોર નહિ ચાલે, પછી ાવખશે વળીરે. મ. ૧
સંચર્યું હશે તે સાથ નહિ આવે, સર્વે જાશે સળી;
હેતે કરીને વાવરજે હાથે, બાકીનું જાશે બળીરે. મ. ૨

માનવી ઝાડ છે મુળ વિનાનું ધર્મ વિણ જાસે ઢળી.
આગળ ખાવા સારૂ અભાગીયા. કંઇક મુંડલીને મેળીરે. મ. ૩
કાળનું દળ તો કારમુ આવશે, દેહ નાંખશે દળી;
ભોજો ભગત કહે ધર્મ રહેસે, બીજું સર્વ જાશે ટળીરે. મ. ૪

ચાબખો ૨૨.

મુરખો કાલની વાતુ કરેરે, માથે કાળનું ચકર ફરે—ટેક.
કહે કંઇકને નહીં કરવું, એવું નીજ કરતો નવ ડરે;
વિષય વિકારમાં ફરે વલખતો, પારકા ઘરમાં ગરેરે. મુ. ૧
સ્વારથમાં જીવ ચાલે ચોધારો. અસતમ ઘણું ઓચરે;
છળ છેતર ને દગાબાજી કરી, પારકા ઘરમાં ધરેરે. મુ.
ધર્મને માર્ગે ઢુંકડો ન આવે, પાપનાં પગલાં ભરે;
મુળની માયા શંઘરી રહેશે, કાં વેસ્યા નારીમાં વાવરેરે. મુ.
તેથી ચોરાશી શહી કરી જીવ અલ્પ થલ અવતરે;
ભોજો ભગત કહે ભજન કર્યા વીના, ભુંડે હાલે મરેરે. મુ.

ચાબખો ૨૩.

લોભ રહયો રદયમાં વસીરે, મુરખને શીખામણ તે કશી—ટેક.
સંતની નિંદા સારી લાગે, જીવ તેમાં રહે છે મચી;
પરમાર્થથી પાછો ભાગે. એવા, ત્યાથા જાય છે ખશીરે. લો. ૧
ધર્મનું કામ કોઇ કહેવા આવે, તેના સામો ઉઠ બશી;
સમ નામ વિના બીજું લવ તેની, જીભ કાપસે જોઇએ ઘશીરે. લો. ત
વખાણ પોતાનાં વહાલાં લાગે, જીવને શું બોલી હશી;
કોઇકનું રૂડું કાને સાંભળતાં, જાણી લાગી બરછીરે. લો, ૩
મોતથી બચવા મથ્યો ઘણું, તોએ કાળે લીધો ધશી;
ભોજો ભગત કહે ભુત થઈ જીવ, ભમિયો મુવા પછીરે. લો. ૪

ચાબખો ૨૪.

ખુટલને મદ ખરેખરો થાશેરે, જીતી બાજી હાથથી જાશે—ટેક.
કોઇ કહ્યું નથી માનતારે પણ, કષ્ટ આતશે સહેશે;
ભલા ભલાઇનું કરી લેજો, આ રંગ જાતો રહેશેરે. ખુટલ. ૧

હક નથી હાલનો હરિ ભજયા, વિનાકાળ ગળી જાશે;
ચોથ દશાના ચેહે ઉપર પછી, વાત્વલીઆ:વાસેરે. ખુટ. ૨
વિચાર કરીને વાવ્યા વિના ફળ, કયાં થકી થાશે;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના, નીરમારે ન્હાશેરે. ખુટ. ૩

ચાબખો ૨૫.

મનની ફેરવોને માળારે, મુકી દીઓ જગના ચાળા—ટેક.
અનેક જન્મ થયા અડવડતાં, ને કરમ લાગ્યાં કાળાં,
જીવને લઇ જશે બાંધી એક્યા, જમડા જોરાળારે. મ. ૧
...યું વાળા ભેટશે, ત્યાં નહિ પહોચે પાળા,
...વાગા કેમ જીતશે, તે છે તીખી તરવારવાળારે. મ. ૨
...સરીખા ઉતરી ગયા, બાઇ તેના કોઇ ટાળાં;
...ે ભગત કહે ઠીક ઠરાવો, એના અધર ઉચાળારે. મ. ૩

ચાબખો ૨૬.

...મ મતી ધરી તારીરે વિઠલને મેલ્યા વિસારી,—ટેક.
...મ થયા પહેલા જઠરામાં, તું કહતો પોકારી;
બહાર આવ્યા પછા બુદ્ધિ હણાણી હીરો ગયો હારીરે. મુ. ૧
દોલત દેખી જીવ થયો દિવાનો, અવળું બોલે અહંકારી;
મેહેર કર્યા વિના પછો થઇશ તું, ભવ ભીખારીરે. મુ. ૨
ભાત ભાતના ભોજન તજીને, અખાજતો થયો આહારી;
ચોરી છીનાળી ને શુગપાનને. ગયા નરકે નરનારીરે. મુ. ૩
સાંચો થઇ જા સદગુરૂ ચરણે, લેશે તેને ઉગારી;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, માન શીખામણ મારીરે. મુ ૪

ચાબખો ૨૭.

દેખો દેહ ધર્યા દેવારે કરી લે સંતોની સેવા—ટેક.
સજન હંસના પાર પોહોંગાડયા પારખા જેવા:
કરમનાં બંધન કાપી નાખ્યાં બાઇ અલેક ધણી એવારે. દે.
જુનું નોતરૂં માની લહી મુકો હરી મેવા;
વખત જાય છે કરો ન વગડાં લક્ષ્મીવર લેવારે. દે.

જવણા કરી જાળવજો ભાઇ પ્રેમરસ પીવા;
ભોજો ભગત કહે ભાવે ભજો રામ ચરણે રહેવારે. દેખો. ૩

ચાબખો ૨૮.

એ તો અમરફળ વેડયુંરે, ફળી જે પુરવની ખેડયું—ટેક.
પાખરીઆ પહોંચી ગયા, થઇ રણ ખેતર રોડયું;
ભલે ધીંગાણે ભાલા ઉડે ઉડે તરવારની છોળ્યુ રે. એ તો. ૧
સંસાર સાગર મથી મરે માંહી મળે ન સુખ ખોળ્યું;
તેમાંથી કેઇ પાર ન પામે, જેમ કાગડે કુંભજળ ડોળ્યું રે એ તો. ૨
સતગુરૂ ચરણ જેણે સેવ્યા, તેને હરિ કરશે ભેળીયું;
ભોજો ભગત કહે ભાવે ભજો તો થાય રંગની રેલ્યું રે. એ તો. ૩

ચાબખો ૨૯.

આ છે પંખીડાનો મેળોરે ભવો ભવ નહી ભેળા—ટેક.
સરવે વાતે સંપ કરીને કુસંપ પરો મેલો:
હરિ ભજ્યામાં હાસલ છે તે વિચારી પેલોરે આ છે. ૧
નર તમે હવે નિરભે થયા ગણી મદમાં શું ડોલો;
હરિ ભજ્યા વિણ હાણ ઘણી છે; ડહાપણ શું ડોળોરે. આ છે. ૨
જન્મ ધર્યો જેણે હરિ ભજ્યા નહિ આગળ ઉભલો;
ભોજો ભગત કહે ઉપડી જાશે, પતંગ રંગ વહેલોરે. આ છે. ૩

ચાબખો ૩૦.

જગતમાં શું રહ્યા માલીરે ભરણી પાપ માથી પાલી—ટેક.
ભામની મળી જાણે ભગવાન મળ્યા, એવી અંતરમાં વાલી;
કામના કાંઇ તારે કામ ન આવે તે તે જાશે વાલીરે. જ૦ ૧
અલેક ધણીની ઓળખ પડયા, એ ખેપ નહીં જાય ખાલી;
ભરમે ભાળી જીવ ભુલી ગયો, એને જમડા લેશે ઝાલીરે. જ. ૨
પેટ ચોસીને સુર ઉપજાવ્યું, ને જીવને ઘાત ઘાલી;
ભોજો ભગત કહે ભજન કર્યા વિના ઠકરાઇ છે ઠાલીરે. જ. ૩

ચાબખો ૩૧.

અરે તમે જુવોની જાગીને, દુનિઆ ડોલવા લાગી—ટેક.
ચાળી ભાળેલો તો સમજે છે, એને લત ઠોકની લાગી;

## ભોજા ભગતના ચાબખા.

મોહ પાસની મૂક્ત થઇને થાય છે વૈરાગીરે. અરે તમે, ૧
નોબત નગારા ગડગડેને, ભેર સુંગળ વાગી;
અલેક ધણી જ્યારે ઓળખશે, ત્યારે નહીં ઉગારો બાગી. અ૦ ૨
રેણી રાખી રામ ભજે, જેને એવી લેહ લાગી;
ભોજે ભગત કહે ગુરૂ પ્રતાપે થયા અરમ બડ ભાગીરે. અ૦ ૩

ચાબખો ૩૧.

સેજે સુતા જન જાગોરે, મુક્તિ હદી કને માગો—ટેક.
આત્મ તત્વ લીઓ ઓળખો, સંત ચરણે લાગો;
અનુભવ કરી રામ ઓળખી, તરૂશણાને ત્યાગોરે; સેજે૦ ૧
ચાસ ખડા સદગુરૂ તણો, જેને વેહે ધણો વાગ્યો;
સુદ્ધ વિચારી સંસારીઆમાં, ભરમણ ને ભાગોરે. સેજે૦ ૨
સતગુરૂની સેવા કરીને, પેરીલો પ્રેમનો વાઘો;
ભોજે ભગત કહે, હરિ ભજ્યા વિના નર જાશે નાગોરે. સેજે૦ ૩

ચાબખો ૩૯.

તું જાણી જગતમાં જોઇ શું રહયો માયામાં મોહી—ટેક.
ખાધું પીધું ને ખેલ કર્યા વળી ઢાલી ઠકરાઈ;
હોય ભરમણા તારી ભાગી નથી રહે ચીત ઓમાં પરોઇ. તુ૦ ૧
રત્ન અમુલ્ય માંડ મળ્યું છે તે ખુટલે નાંખ્યું ખોઇ;
આરે જન્મ તારો એળે ગયો રમરણ કર્યું નહિ સોઇરે. તુ૦ ૨
બીજ વાવ્યાં જેણે બીડમાં નર નિપજમાં કાંઇ નોય;
ભોજે ભગત કહે હરિ ભજ્યા વિના. કામી ન ગયા કોઇ. તુ૦ ૩

## રામચંદ્રજીનાં વનવાસનાં ધોળ.

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ કહે
રઘુનાથ પધારો પીયર પ્યારી.
નહીં તો અહીં રહેજો સસરાના રાજમાં હેતે મળી સાશુ સંગાથ નહીં
તો જોડી હાથ પધારો ૧
અમે વસ્તીમાં નહીં વશીએ વીનતા અમે, કરશું જઇ
વનવાસ તમે પામો ત્રાસ.
સાથે રથ કે ઘોડું નહિ રાખીએ નહિ રાખીએ દાસી કે દાસ
કોઇ અમ પાસ.

સો

તમે કાયનો પંથ લીધો

અમે વનફળ ખાઇ ખુશીમા રહેં.

વનમાં નથી મંદીર નથી માળીયાં, નથ.
કાજ પલ

કરશું ઘાસ કે પાનની ઝુપડી શુવા સાથરો ૧.
અંગ એમ.

વનનાં હીરના ચીર નહીં મળે, ફરતાં ફુલેલ કે તેલ ૮
વનમાં નહિ મળે શાણી સાહેલીઓ, કરશો કો સાથે
ખાંત્યથી ખેલ ઉમંગ ભ

ઉષ્ણકાળે વાયે ઉના વાયરા એવુ દેખીને થાસો ઉદાસજયારેજેઠમા
વરસે મેઘને ઝબકશે વીજળી, તવે તાંણે તરૂ તળે વાસ નહી છત્ર પાસ.
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા ચારે તરફ ફરે બહુ ચાર,
જેનું ઘણું જોર

વનમાં વાઘ વરૂને વાંદર જેવાં, ઘણા વિચરે જનાવર ઘોર બચે નહી ઢોર.
મોટા પરવત દેખીને માનની તમે નજરે જોયા નહીં જાય દીઠે ખાવા ધાય.
તમ ગજકન્યા કાયા કોમળી વનવાસનાં દુખ ન વેઠાય કાયા કરમાય.
... ઘણાં, નથી નીસરયાં કદી ઘર
બહાર છો ના

...ખાં.

...ળી લખ્યો તેનું ધોળ.

રાજે જનક કુમારી પ્રીતમ લખે પ્યારીને
એવી આશીષ વાંચો અમારી પ્રીતમ. ૧
...ા પણ પ્રાણ મારા તુજ પાસ, પ્રીતમ લખે.
...ળસે રહુ તમ વિના અધીક ઉદાસ. પ્રીતમ. ૨
...ો સાંભરે, તારો ભાવ ભુલ્યો કેમ જાય. પ્રીતમ.
...ુ ભરાવ છે. તે તો લેખણથી ન લખાય. પ્રીતમ. ૩
...મ બાળાપણ થકી, તજ્યો સઘળો પ્રીયર પરિવાર, પ્રીતમ.
...ા વચન નથી લોપિયાં, નથી કોપીયાં કદીએ લગાર. પ્રીતમ ૪
નમ્રતા અમૃતથી ગળી, વળી શોભિતો શાંત સ્વભાવ. પ્રીતમ લખે.
...વી મનની ઉદાસી તુરત મટે, તારા બોનો એવો બનાવ. પ્રીતમ લખે. ૫
...મારાદે તારા ગુણ કેમ વીસરે, કેમ વીસરે વીલાપ ભરી વેણ. પ્રીતમ. લખે.
હેતું હરતુ વદન તારૂ વિનતા, મારા નીરખવા તલખે છે નેણ. પ્રીતમ. ૬
દિવસે તુજ વિના દિલમાં ગોઠે નહિ, પીવું પાણી કે જમવું અનાજ. પ્રીતમ.
રાતે રોઇતે આંખો રાતી થઇ લોક પુછે તો આવે છે લાજ પ્રીતમ લખે. ૭
...ગોરી મનમાં ધીરજ ધરી રાખવી, કાલે ભાંગસે ભવના વિજોગ. પ્રીતમ.
...ી રીઝે આપણને જગપતી એવો અહોનીશ ...
...ાડોશીઓ શુદ્ધ છે

સીતાજીએ રામચંદ્રજીને કાગળ લખ્યો તેનું ઘોળ.

સ્વસ્તિ શ્રી શુભ સોહામણું, જ્યાં રાજે સદા રઘુનાથ કાગળ
લખે કામની

લખે લંકા થકી સીતા સુંદરી, હેતે વદે જોડી જોડી હાથ,
કાગળ લખે. ૧

પત્ર આવ્યો તમારો પ્રીતે ભર્યો, વ્હાલા વાંચી થયો વિશ્વાસ,
કાગળ લખે

પણ જીવ તમથી જુદા પડે, ઘણા દિવસ થયા ઘનશ્યામ.
કાગળ લખે. ૨

માટે મળવાને મન અકળાય છે, ઘડી એક તે જુગ જેવી
જાય કાગળ લખે

મારા નેણુના નીરથી નાથજી સુતાં રજની સેજ ભીંજાય.
કાગળ લખે. ૩

વેર વાલો હવે તો ધણી થઇ, નહિ તો જીવડો જશે
જરૂર, કાગળ લખે

નવી પાંખો આવી હોય પીડમાં ઉડી આવું દેશાંતર દુર.
કાગળ લખે. ૪

વાહલા નીત્ય નવી વાત વાંચીએ. જેથી પામીએ પુરો
પ્રમોદ. કાગળ લખે

ચતુરાઇના ચોકજ ચાળતું, આવો વિદ્યાનો કરીએ વિનોદ.
કાગળ લખે. ૫

તાંબાકુંડી ઉંડી રૂડી ઓપતી ભાવે ભરૂ માંહી નીરમળાં નીર.
કાગળ લખે.

બેસો બાજોઠે ચડી મારા ચોકમાં, સ્વામી નવરાવું ચોળી શરીર.
કાગળ. ૬

કરૂં સરસ રસોઇ રૂડી રીતથી, પ્રિતે પાથરીને બેસું હું પાસ.
કાગળ લખે
એવો દિવસ તે કયારે દેખાડશો, કયારે અંતરની પુરશો આશ
કાગળ. ૭
સ્વામી તમ વિના પિયર ને સાસરૂં સુનો લાગે સઘળો સંસાર.
કાગળ લખે.
મારા માથાથી મોઘા પ્રભુ તમે, મારા આત્માનાં છો આધાર.
કાગળ.
આવે પરબના દીન સુખ સર્વને, હું તો શોકે ઉદાસી સદાય.
કાગળ લખે.
ગાજે ઘને ઘમકે જો દામની, આખી જામની જપ ન થાય.
કાગળ. ૯
હું તો સુની દેખુ સેજડી, ખાલી મંદીર ખાવા ધાય.
કાગળ લખે કામની
ભરી વસ્તી ઉજડ જેવી ભાસે છે. એક તુમ વિના ત્રીભુવન
કાગળ.
વાહાલા હું તમને કેમ વિસરી કેમ વિસાર્યું દાહાનું વચન.
કાગળ લખે
પત્ર વાંચી વેહેલા પધારજો સ્વામી શરીરનાં કરજો જતન.
કાગળ. ૧૧
કોઇને દુખીઆ દેખીને દુખ પાંમતા, તેવી નાથ તમારી છે ટેવ.
કાગળ લખે.
આવે અવસરે કેમ કઠણ થાય, તમે દલપતરામના દેવ.
કાગળ લખે કામની.

સમાપ્ત.